**પાઠ ૬૯ મો.**

વૈતરૂં=મેહેનત, મજુરી.
આળોટવું (કૃ) ગોલાંટ ખાવાં, ગબડવું,
અમીર(વિ)મોટામાણસ.
દાબડો (ના) ખાડો.
ધીરજ(ના)સબુરી,શાંતી.
ખમી=સહી, સહન કરી.
હઠે(ક્રિ)પાછું ફરે, દબે, હારે.
મરજી(ના)ઈચ્છા, ખુશી.
દેખાદેખી (કૃ) જોઈને.
ડોક (ના) ગરદન, ગળું.
ભાર (ના) બોજો.
લાજ (ના) શરમ.
સીધી (વિ) પાધરી.

**પાઠ ૭૦ મો.**

દેહલું(ના)તબેલો [દાર.
ન્યાલ(ના)ગબ્બર, પૈસા
પૂરૂં=બરાબર, પટભરીને
છોડાવ (ક્રિ) મુકાવ, મેલાવ.
દેખાયો(ક્રિ)જણાયો.
ખોતરતો (ક્રિ) ખોદતો, ખણતો.
ભેદ (ના) કારણ,મરમ.
ધન (ના) પૈસો, દોલત
ચરૂ (ના)ત્રાંબાનો બેક-ડાવાળો દેગડો.

**પાઠ ૭૧ મો.**

શેતૂર (ના)એકજાતનો-મેવો પીપેરના આ-કારનો થાયેછે.
ખદખદતુ(ક્રિ)ઉનું ઉનું.
અબોટીઆં (ના) રેશમી લુગડાં.
હીરાગળ (વિ) રેશમી.
પતંગીઉં (ના) એક જાતનો જીવડો.
ગજીઆણી (ના) ગજ-પનાનું રેશમી કપડું.
તાંતણો (ના) તાર.
મૂગટા (ના) કોરણ વાળાં હલકાં બોટીઆં.
મશરૂ(ના)રેશમી કપડું.
કોશેટો=ગોળ લાંબીદડી
હીર (ના) રેશમ.
કીડા (ના)લાંબા જીવડા.
ભાતભાતના (વિ) જાત-જાતના.
કીનખાબ(ના) કસબના બુટ્ટાવાળું, રેશમી, ઉંચું કપડું.

**પાઠ ૭૨ મો.**

આખલો (ના) ગોધો, સાંઢ.
મચ્છર (ના)ગણુગણતો જીવડો.
માતેલો (વિ) જબરો, ધરાયલો, મતબાલો.
નબળો(વિ)કમજોર, લુલો
સાંઢ(ના)આખલો,ગોધો.
આંટો(ના)ચક્કર, ફેરો.
તોબા(ના)કાયર;કંટાળો.
તુચ્છ(વિ) હલકાં, નીચ.
અહંકાર(ના) અભીમાન.
ધરાઈને(કૃ) તરપતથઈને.
ગણગણતો (કૃ)ગુણગુણ-કરતો,
નીચ (વિ) હલકો,તુચ્છ.
જબરા(વિ)જોરાવર.
પલક (ના) પળ, ક્ષણ.
કચરી (ક્રિ) કચડી,છુંદી.
પછાડે(ક્રિ)અફાળે, ઝીકે.
વેદના (ના) દુઃખ,પીડા,
ગાંડો(ના)દીવાનો, ઘેલો.

**પાઠ ૭૩ મો.**

કરોળીઓ(ના) જાળામાં રેહેનારો જીવડો.
હરાવવું (ક્રિ) હંફાવવું, જીતી લેવું.
બહેકવું(ક્રિ) છાકી જવું, વધારે બોલવું.
જાળું (ના) ફાંદો. ફાંસો.
જીતવું (ક્રિ) જીતી લેવું. હરાવવું.

શેર(ના)૪૦ પૈસા ભા-
રનું વજન.
ફુલાઈ=અહંકારે ભરાઇ
સાંઢીઓ(ના)ગોધો,સાંઢ
બરોબરી(વિ)સરખા સ
સરખી,હરીફી.
ગર્વ (ના) અહંકાર.
હસવા (ક્રિ)મજાક કરવો
નજ(અ)નહીં,ના.
ફાંફાં(ના)ખોટી મેહેનત,
વેવલાં.
અટવાતો(ક્રિ) આંટીમાં
આવતો.
જીતનાર (ના) જીતીસે
નાર, ફતેહ પામનાર
કેવળ=બીલકુલ, તદ્દન.

**પાઠ ૭૪ મો.**

કોમળ=નાજુક, કુમળું.
રમુજી (વિ) ખુશલાગે
એવું.
ચંચળ (વિ)હોંશીઆર
પટા(ના)લીસોટા, કાપા.
રૂવાટાં (ના) ઝીણાંઝીણા
બાલ.
ચીતારો=ચિત્રપાડનાર.

**પાઠ ૭૫ મો.**

છેતરવું (ક્રિ) ઠગવું.
પાપ(ના)નઠારૂ કામ. નઠા
રાં નામનો દોષ,
દડીઓ (ના) પડીઓ.
ચુકવવું (ક્રિ) ભુલાવવું.
કરડી. (વિ) આકરી.
સખત,
નાત=જમણવાર, વરો
બગડયું(ક્રિ)તપતભરાયો
સરત(ના)નીઘા, ધ્યાન
છેતરાઇ (ક્રિ) ઠગાઈ.
વહાલી(વિ)પ્યારી.
નાનપણ [ના] બચપણ

**પાઠ ૭૬ મો.**

ઘડી (ના) ૨૪ મિનિટ.
પળ (ના) લેહેજને.
તરતું (ક્રિ)અતરંગરેહેતું
મંદિર=દેરૂં. દેવસ્થાન.
ટંકોટંક [વિ]માથાસુધી
જોશી(ના) જોતિષ વિ-
ધા જાણનારા.
ડૂબીજવું(ક્રિ) બુડીજવું
કોષ્ટક(ના) કોઠો.
માપ=ભરત. પરમાણું,
વાપરતા ક્રિ) કામમાં
આણતાં.

**પાઠ ૭૭ મો.**

ભારે(વિ)કીમતી. મોંઘી
મોહર(ના)પંદરરૂપીઆ
ની કીમ્મતનો જુનો
સોનાનો શિક્કો.
કસબ=જર, કીનખાબ.
પાલવ(ના) કોર.
વેપ(ના)વેળીયું.
કંદોરો(ના) કેડેઘાલવાનું
ઘરેણું,
કીમત(ના) મૂલ, ભાવ,
ઉપડે (ક્રિ) ઊંચકાય.
સુંદર (વિ) સારાં;
મઝાનાં
કંઠી=સોનાની સાંકળી.
તાલેવર (વિ) પૈશાદાર.
તોર્ય (ના) રીત.

**પાઠ ૭૮ મો.**

નાખુશ (વિ) દલગીર.
ટટાર(વિ)સીધો, પાધરો
ખુશી (ના) હરખ, સં-
તોષ,
નાખુશી (વિ) દલગીરી.
પોતીકા(સ) પોતાના.

**પાઠ ૭૯ મો.**

વાચા(ના)ભાન,બોલવા
ની સમજ.
ભાન(ના)સમજ, અક્કલ.
શામાટે (અ)કેમ? શાને
માટે ?
પુણ્ય (ના) ધર્મ, દાનનું
આશીષ.
કશું=કંઇપણ, જરાએ,

**પાઠ ૮૦ મો.**

કાંચળી (ના) કાપડું-

બાયડીનું ચોળી જેવું પેહેરવાનું કપડું.
પીઅર(ના)બાપનું ઘર.
મોસાળ(ના)મામાનું ઘર
હેત(ના) પ્યાર, ચાહેના.
હરખ(ના)ખુશી, આનંદ
ઠેસે ( ના ) ઠોકરે.
પલળી (ક્રિ) ભીનાઈ.
બગડી(ક્રિ) ખરાબ થઈ.
રીસ(ના)ગુસ્સો, તામસ.
કતરી (ના) નરમ પડી
વાંક (ના)તકસીર, ગુન્હો
બાપડી (વિ)બીચારી, ગરીબડી, રાંક.

**પાઠ ૮૧ મો.**

નિંદે(ક્રિ) બદઓઈ કરે.
બળવંતા (વિ) જોરાવર
કલેશ=કજીઓ, કંકાસ.
હળતાં(કૃ)હળીનેરેહેનાર
સંપી (કૃ) હળીમળી.
સુખચેન=મજા, સંતોષ.
શોક=દલગીરી, પરતાવો
ઘટે (અ) ઓછી થાય.
લેશ (વિ)જરા, જરાપણ
ગીતો(ના)બાયડીઓ સંગ કાઢીને ગાયછે તે.
માતા (ના) મા.

## ( કવિતાની સમજુતી ). ( ૧૫ ).

આપણે બનેભાઇને બેહેન હળી મળીને સંપથી રમીએ તો ઘણું સુખ થાય, લઢી વઢીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય, આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદઓઈ કરે. (૧) જે આપણો બાપ (ઇશ્વર) મ્હોટો જોરાવર છે. તે **ઇશ્વર** હમે સદા હળી મળીને રહીએ એવું તું કર, કે જેથી નિરંતર સુખમાં દહાડા જાય, અને કોઇ દાહાડો જરા પણ કજીઓ કંકાશ થાય નહી. (૨). જે છોકરાં એક બીજા સાથે હળી મળીને રહેતા હોય, તે કોઇ દહાડો સામસામાં લડે નહીં તેઓ સાથે રમી જમીને ગીતો ગાયછે તેથી તેમની મા મનમાં ઘણી ખુશ થાય છે. (૩)

**પાઠ ૮૨ મો.**

ટપકાં (ના)ઝીણાં ટીપાં.
ધૂમર (ના)ધૂમ્મસ, દવ
ઝમવું (ના) બંધાવું
બરફ (ના) ઠરીને બધાઇ ગયેલું પાણી,
કરા(ના)હવામાંથી છુટું પડીને બંધાયલું પાણી
રૂપ (ના) ડોળ, કાંતી.
ઠીબ(ના)માટીની ગાગર કે ઠોરીઆનો ભાંગે લોનીચલો ભાગ.
વરાળ (ના)બાફ, સેવાળ
તાસક (ના)ઢાંકણું, ધાતુની રકાબી.
ગગન (ના) આકાશ.
ઠાર (ના) થંડ, હીમ.
વેગળેથી (અ) આઘેથી
ઝાકળ (ના) ઓસ.

**પાઠ ૮૩ મો.**

મધ્યમ [વિ) વચલા.

વાંચાનું, સાધારણ.
પુષ્કળ (વિ) ઘણું, બહુ,
થેલી (ના) કોથળી.
બરડો (ના) પીઠ, વાંસો
સાંધા (ના) કટકા.
પાંસળીઓ (ના) પાસા તરફની હાડકીઓ.
ટેકાટેકીને (અ) અઘેલીને ટેકો દેઇને.
જડભાના(ના) ડાચાના
ઝેરી(વિ) વીજવાળું
ભેગું (વિ) સાથે
જખમ (ના) કરડેલી કે વાગેલી જગો.
પ્રસરે (ક્રિ) ફેલાય.
ઘટતાં (વિ) લાયક,જોઇએ તેવો.
ઉપાય (ના) ઈલાજ.

**પાઠ ૮૪ મો.**

સિંહ=જનાવરોના રાજા મોટું ચોપગું પશુ.
જીવદાન=નવો જન્મ.
મહારાજ (ના) મોટા રાજા, રાજાધીરાજ
કાલાવાલા (ના) ખુશામત વારેવારે કરગરીને કેહેવું તે
સામર્થ્ય ( ના ) જોર, બળ.
છાયે (ના) શીળે, ઓળે.
દોડાદોડ (કૃ) દોડ ધામ નાસા નાસ, ઢીંગામસ્તી.
ગુનો (ના) અપરાધ,વાંક
માફ (ના) ક્ષમા. જવા દેવું તે.
ચાકરી (ના) શેવા.
ટાળીશ (ક્રિ)મટાડીશ.
શેખી=પતરાજી, વડાઇ.
વન (ના) રાન, જંગલ.
ગરીબડો=કંગાળ,રાંક.
ઘેલો(વિ) ગાંડો, નાદાન

**પાઠ ૮૫ મો.**

હાજર (ના) તૈયાર.
તરણું (ના) તંખલું,
બજાવશે(ક્રિ) કરશે.
દાસ (ના) ચાકર,સેવક.
જાળ (ના) ફાંદો.
છૂટાયું (ના) નીકળાયું.
અકળાયો (ક્રિ)ગભરાયો
બૂમો (ના) પોકાર,ઘાંટા
બદલો (ના) અવેજ,પાડ
કાતરી (ક્રિ) કરડી.
પ્રસંગ(ના)વખત, સમય

**પાઠ ૮૬ મો.**

સાંઠીઓ=કરાંઠી,સોટીએ
રેસા (ના) દોરા, કુંચા
બોયાં (ના)કાહાં કરચાં.
સૂતળી (ના) સણુનારેસાની દોરી.
ટાટપટી=સુતળીનાં ટાટ
દીવાસળી (ના) દીવા કરવાની સળી.
માણસપૂર (વિ) માણસ જેવડાં, માથોડા પૂર
ઝાઝા (વિ) ઘણાં, બહુ.
ઉપાડી (ક્રિ) ઊંચકી.
મરડીને (કૃ) આમળીને

**પાઠ ૮૭ મો.**

શિયાળીયાં (ના) શીઆળના બચ્ચાં.
ભુગળા (ના) નળાં.
વાઢ (ના) શેરડી ઊગેલી તે જગો. ખેતર,
બોલ (ના) ખોલ, ગુફા, ખંડેર.
ખંડેર (ના) ખંડિએર,
મેદાન (ના) લાંબી પોહોળી ખુલ્લી જગો.
ચોરીથી (ના)ચુપકીથી,
ટોળું (ના)જથ્થો.
મુએલાં ( ના ) મરી ગએલાં.
કૂકડાં (ના) મરઘાં.
નુકસાન (ના) બિગાડ,
એકાંત (વિ) એખલાં.

**પાઠ ૮૮ મો,**

લોભીઓ (ના) લાલચુ માણસ.
જમણવાર=ન્યાત, વરો.
પડપૂછ (ના) તજવીજ, તલ્લાસ.
લાભ(ના) ફાયદો, નફો.
તપેલાં (ના) પાતેલાં.
સંભાળી (કૃ) સાચવી તપાસી.
વિઆયાં (ક્રિ) જણ્યાં.
બચ્ચાં (નાં) છોકરાં.
ભૂલથી (ના) ગફલતથી.

**પાઠ ૮૯ મો.**

ધૂતારા=ધૂતી લેનાર, સમજાવી લઇજનારા.
નાદાન (વિ) ઘેલો, અણુસમજુ.
આદમી (ના) માણસ.
ફરીને (અ) બીજી વખત.
નાત=જમણવાર, વરો.
ખપ (ના) જરૂર, કામ
ચૂપ (ના) મુગો.
વસતા (ક્રિ) રેહેતા.

**પાઠ ૯૦ મો.**

વાણ (ના) ભીંડીના રેસાની દોરી.
ફેર (ના)તફાવત.ફરક.
ભીંડી (ના) શણને મળતી જાત.
ગરીબ(વિ) પૈસા વગરના, રંક, નીર્ધન.
ટકાઉ (વિ) મજબૂત.

**પાઠ ૯૧ મો.**

ખુંધ=ઢેકો,મ્હોટોટેકરો.
રણ (ના) રેતીનું મેદાન.
રેતાળ (વિ) રેતીવાળી.
ચરણી (ના) જનાવરના ચામડાના પાતળા પડમાંથી જેચીકાણીથી જેવી વસ્તુ નીકળે તે,
સંદેશો=સમાચારકેહેણ.
પોષણ (ના) ગુજરાન.
મુસાફરી(ના)ગાડીએ કે પગેચાલતા એક દેશથી બીજે દેશ જવું તે
સાંઢણી(ના)ઊંટની માદા (ઝડપથી ચાલનારૂં ઊંટ)
તરેહવાર=અજબ રીતનું ઓર તરેહેનું.
ઝડપ=તાકીદ, ઉતાવળ.
બાવળીઓ(ના) બાવળના કાંટાનું ઝાડ.
સંકડાઇને(કૃ) સંકોચાઇ, ને દબાઇને.

**પાઠ ૯૨ મો.**

વનસ્પતિ(ના)લીલોતરી,
વેલા(ના) ભોંયપર પથરાતો છોડ.
બટાટા (ના) અલુખડા
તાંદળજો=તાંદળીઆંની કે ચોળાઇની ભાજી.
સૂરણ=એકજાતનો કંદ.
મેથી(ના)મેથાની ભાજી
રતાળુ=એકજાતનો કંદ.
તળવું=તેલમા વઘારવું.
પોઇ (ના) પોઇની ભાજી.
શકરીઆં(ના)મીઠો કંદ.
અળવી (ના) અળવીની ભાજી.
બાફીને (ક્રિ) પાણીમાં રાંધીને.
કુમળાં=નરમ,સુંવાળાં.
ચડે (ક્રિ)બફાય, રંધાય.

**પાઠ ૯૩ મો.**

સેકટો (ના) સરગુઓ.
અગથીઓ (નાં) અગથીઆના ફૂલનું ઝાડ.
કડો=કડાના ફૂલનું ઝાડ
લીલવા(ના)મીંચ, દાણા
ફોલીને (કૃ) છોલીને.
સુદ્ધાં (અ) સાથે.
રીંગણાં (ના) વેંગણાં.

**પાઠ ૯૪ મો.**

પાર(ના)સામો કીનારો.
માછી(ના) ઢીમર, માછલાં પકડનારો.
સઢ (ના) ખાદીઓ સાકટી સાથે શીવીને વહાણ ચલાવવા સારૂ બાંધેલી તે.
ખારવા (ના) ખલાસી.
મછવો ( ના ) નાની હોડી.
હંકારવું=પાણીમાં ચલાવવું.
સીધું=ખાવાનું ભથ્થું.
હલેસાં (ના) ચાટવાં.
સામાન (ના) ચીજો.
તોપ(ના) મ્હોટી બંદુક.
ચાદરો=ખાદીનીપાછોડી
ભાગ્યે=મુશ્કેલાઈથી.
સમાઇ (ક્રિ) માઈ.

**પાઠ ૯૫ મો.**

રીંછ (ના) બીયામણું બલવાળું જાનવર.
બિહામણી(વિ)ભયંકર.
મધમાખ (ના) મધ કરનારી માખી.
મધપૂડો (ના) મધમાખનો પૂડો.
મજબુત (વિ) જોરાવર.
ભાવે (ક્રિ) સ્વાદ લાગે.
રાની (ના) જંગલમાંની
ભોગ (ના) કમબખ્તી.
ચટકા (ના) ડંખ.

**પાઠ ૯૬ મો.**

ભચરડીને (કૃ)કચરડીને.
જવલ્લે=કોઇ વખત.
ભમતાં (કૃ) ભટકતાં.
થાક[ના] ખલાસી.
પીડ (ના) બરડો.બાંસો

**પાઠ ૯૭ મો.**

હલકી=થોડી કીમ્મતની
મેળવણી (ના) ભેગ.
કંસારા [ ના ) ધાતુનાં વાસણ બનાવનારા.
કલઇઘડા (ના) કલઈના વાસણ બનાવનારા.
ભેગ=મેળવણી.
વાળીએ ( ક્રી ) ભરડીએ.
દોહણી (ના) કલાઇઓ છાસની તાસડી.

**પાઠ ૯૮ મો.**

ગોળીઓ (ના) સીસાની લખોટી.
છરા (ના) નાની નાની સીસાની ગોળીઓ.
બંદૂક (ના) નાની ટોપ-
કાંતીલોઢું=ચીનાઇલોઢું,
વોહોરા (ના)હોરા લોકો.
કાંસું (ના) એક જાતની બરડ ધાતુ.

**પાઠ ૯૯ મો.**

રત (ના) મોસમ,વખત.
કુંપણુ=ફણુગો,અંકોર.
મોર(ના)આંબાનાં ફુલ.
ટેટી (ના) ખડબુચાં.
આંબાગાળો=કેરી ગાળો કેરીનો રસ કાઢીને જમવાસારૂ ભાઈભાંડુંવગેરેને તેડવા તે.
તરબૂચ(ના) એકજાતનું રસદાર ભુરાં કોળા જેવું મ્હોટું ફળ.
કલ્લોલ (ના) ચેનબાજી.
ટૌકા (ના) મધુર શબ્દથી બોલવું તે.
રાએણ (ના) લીંબોડીના જેવો મેવો.
બફારો (ના) પસીનો.
કોયલ (ના) કાળુ મધુર રાગનું પક્ષી.

**પાઠ ૧૦૦ મો.**

ઘમઘોર ( ના ) ચડી આવેલું વાદળ તે, ઘેરાઇ ગયલું વાદળ.
વીજળી (ના) વીજ.
ચમકારા (ના) ઝમકારા,
કડાકા (ના) અવાજ.

ગર્જના (ના) ગડગડાટ.
ઝાટકો ( ના ) મ્હોટો અવાજો.
પૂર (ના) ભરતી, રેલ, પાણીનું આવવું.
હેલી (ના) ઝડી, વરસાદ બેચાર દિવસ સામટો આવે તે.
દુકાળ(ના)અનાજ પાણી નહીં મળે એવો વખત, કહી મોંઘવારી,
તર (ક્રિ) તરપત થાયછે, બરાબર પલ્લેલી.

**પાઠ ૧૦૧ મો.**

કપાશીઆ=કપાસના બી
ઠુંઠવાવું=ટાઢે સીકડાવું.
કાલાં=કપાસનાં જીંડવા.
ડગલી(ના) નાની એવડી અંગરખી.
હિમ(ના)ટાઢ,ઠંડ, હાંઠળ.
તેજાનો (ના) મસાલો.
સઘડી(ના) કાંણાં કાંણાંવાળુ માટીનું દેવતા રાખવાનું વાસણ.
કૂંડાળું=ગોળ ચકરડું.
તાપણી=ઘાસ બરોડા કરાંઠી વગરેનું બળતુ
મહા મહા=ઘણું ઘણું.

**પાઠ ૧૦૨ જો.**

ચૂડા=બાયડીઓ હાથે પેહેરછે તે.
દુશ્મન (ના) શત્રુ, વેરી.
રમકડાં (ના) બાળકને રમવાની ચીજો.
ઢપાડે(ક્રિ)ઉંચકે.
અટપટી(વિ)અઘરી. છુટે નહીં એવી.

**પાઠ ૧૦૩ જો.**

છત=રીલક, રાંધરો.
ભઠ્ઠી(ના)દેવતાનો આરો
ગોતર (ના) અનાજના છાલાં છોતરાં વગેરે.
કસણવું=ચોળવું. ગુંદવું.
લીંદ્દો=લપકો, લચકો.
પણો (ના) ઝીણી રેત.
ચોકઠું(ના)ચોખંડ સંચો.
અલગ ( અ ) અતરંગ, હાલે નહીં એમ.
જરૂર=પરવા, દરકાર.

**પાઠ ૧૦૪ થો.**

કોલ(ના)કેલ, છો કે માટીને પરાળીને ગારો કરેલો તે.
મટોડું ( ના ) ચીકણી માટી.
આધારે (ના) આશરે.

**પાઠ ૧૦૫ મો.**

ખલાશી (ના) ખારવા.
વહેરવું (ક્રિ)કરવતવતે ચીરવું, પાટીઆમાં પાડવાં
કામડાં(ના)વાંસને ચીરીને એ ભાગ કરેલા તે.
કરાઇ(ના) લાકડાં વહેરનારો.
મોતીઆ(ના) નેવાં આગળની લાંબી લાકડાંની પાટલી.
સરડવું(ક્રિ) કામડાં ભરી લેવા.
પકવાસા (ના) લાકડાંની પાતળી ચીપો.
વળી (ના) સાકટી.
ભારોટીઓ(ના) પાટડા.
લગ (ના) ગે, સાકટો.
ઢાળ(ના)નીચો ઢોળાણ.
પીઢીઆં=જાડા સાકટા.

**પાઠ ૧૦૬ ઠ્ઠો.**

ઓજાર(ના)હથીયાર.
કહોડ=સુલારની પેઠી.
ગજવેલ(ના)• ખરૂં લોઢું
અન્ન=અનાજ, દાણો.
એરણ(ના) જેના ઉપર સોની લુહાર વગરે ટીપેછે તે.
ઘમણ (ના) દેવતા સળગાવવાને ફુંક મારવાની ચામ-

ડાની ગુણ.
કોશ (ના) નરાજ.
બરડવાં (ના) ચાપડા.
સામાન (ના) ચીજો.
પાળી (ના) ચપ્પુ, છરી.

**પાઠ ૧૦૭ મો.**

ઠેઠ (અ) છેક.
સાંસા(ના)તંગી, વાંધા.
નિરાશ (વિ) ના ઉમેદ.
ગબડવું (ક્રિ) ઢળી પડવું
સાંકડો (વિ) નાનો.
નિકાલ=છુટકો, તોડ.
વસમો (વિ) અઘરો.
અડોઅડ(અ)પાસે પાસે
ડુંગર (ના) મ્હોટો ટેકરો
ટેકરી(ના)નાનો ડુંગર.
ચોતરફ(અ)આસ પાસ, ચારે બાજુએ.
માર્ગ (ના) રસ્તો, રાહા.
કદાપિ (અ) કાઇવખત

**પાઠ ૧૦૮ મો.**

તમાશો(ના)ખેલ, રમત.
ચતુરાઈ (ના)ડાહાપણ
વખાણવું(ક્રિ)તારીફ કરવી, સારૂં કેહેવું.
અંતે (અ) છેલ્લે, છેવટે.
વાળ્યો (અ) મરડયો.
સંકડાઇને (ક્રિ) સંકોચા
ઇને, દબાઇને.
સમજણ=સમજ, બુદ્ધિ
હઠ (ના) જીદ, મમત,
જીવ ( ના ) પ્રાણ. આત્મા.

**પાઠ ૧૦૯ મો.**

જીંડવાં (ના) દીંડવા,
રેટિઓ (ના) રેંટ,
ચરખો(ના) કપાસમાંથી કપાસિયા સાથે રૂ, જુદો પાડવાનો નાનો રેંટિઓ.
ખાદી (ના) દોટી,જાડું કપડું.
સૂતરાઉ=સુતરનું બનેલું
મલમલ(ના)ઝીણું ઉંચુ લૂગડું.
પોત (ના) કુમાસ,
જગંનાથી(ના)એક જાતનું ઝીણું લુગડું.
માદરપાટ(ના)સફેત ઘટ કુમાસદાર લૂગડું.
છૂટા(વિ)જુદા, નોખા.
આસ્તો(ના)એક જાતનું કપડું.

**પાઠ ૧૧૦ મો.**

બિંબ (ના) ટીરણ.
લાલાશ (ના) રતાશ.
કરોડ(વિ) સો લાખ,
ગાઉ (ના) કોશ.
તેજ(ના)નુર, ચળકાટ
ઝાડપાલો (ના) ઝાડન ઝીણાં પાંદડા.
ગરમી (ના) તાપ.

**પાઠ ૧૧૧ મો.**

ચંદ્રમા(ના)ચાંદ, ચાંદો
અળાયો(ના)વાંકો કાપો, આવી રીતે.
દર્પણ (ના) આરસી,
પૂનેમ(ના)પંદરમીતિથી
અમાસ (ના) મહિનાનો છેલ્લો દીવસ.
પૃથ્વી (ના) ગ્રહનું નામ દુનિઆ.
મુદ્દલ (વિ) બીલકુલ, જરા.

**પાઠ ૧૧૨ મો.**

ઘડીઆળ (ના) વખતજાણવાનો સંચો
મધરાત (ના)વચલીરાત
કલાક (ના) ૨॥ ઘડી.
અંગ્રેજી=અંગ્રેજ લોકનું
અવર (ના) કલાક.
મિનિટ (ના) ૨॥ પળ,
ભાગ=હિસ્સો. પાંતી.

**પાઠ ૧૧૩ મો.**

આભલાં(ના)વાદળાં[રો.
ગ્રહ(ના)સ્થીરતેજનોતા-

જલદ=તીક્ષ્ણ, કસેદાર.
અજ્ઞાની(વિ) વેહેમવાળા ભોળા, સમજણ વગરના.
ફાળ (ના) ધાસ્તી.
સેંકડો(વિ) સો, હજારો
એકાદ(વિ)એક, કોઇપણ
નવુંજૂનું=ફેરફાર, આફત,જોખમ; કજારજા.
પૂછડીઆ=પૂછડીવાળા.

**પાઠ ૧૧૪ મો.**

મેલીએ (ક્રૃ) મૂકીએ.
ઓછું(વિ)થોડું, જરાક,
વરાસ[ના]બાફ, સેવાળ.

**પાઠ ૧૧૫ મો.**

મેહ [ના] વરસાદ, મેઘ.
તરશ [ક્રિ] શોષ.
કૃપા [ના] મેહેરબાની.
ઘટેછે [ક્રિ] લાયક છે.

**પાઠ ૧૧૬ મો.**

સર્વવ્યાપક [વિ] બધે ફેલાયલો, બધે ફરતા.
આભાસ[ના]ઊજાસ.
ખોળવું (ક્રિ) શોધવું.
અંતર=દીલ, ભીતર.
આકાશ=વાદળ, ગગન.
ચાસ (ના) હળે કરીને ખેતરમાં જે લીટા પાડે છે તે.
કણી [ના]રજ, રજકણ.
વિશ્વપતિ(ના) જગતનો ધણી પરમેશ્વર.
આસપાસ=આસેપાસે.
વાસ[ના]રહેઠાણ, મુકામ
ઘાટ[ના] વેતરણ, તોડ.
તાત [ના] બાપ, ધણી,
જગકર્તા [ના] જગતનો બનાવનાર, ઈશ્વર.
ઠાલું(વિ) ખાલી, અમથું.

## ( કવિતની સમજુતી. ) ( ૧૬ ).

આપણી આસેપાસે **આકાશમાં** ને ઘાસ તથા ચાસની પાસે પણ **પરમેશ્વર** છે એવું મનમાં જણાયછે. (૧) આપણે ભોંયતળીઆં નીચે ભોંયમાં પેશી કંઈ છુપી વાત કરીએ મનમાં કંઇ ઘાટ રચીએ [દગાનો કે કોઇને મારવાનો], તે બધું જગતનો બનાવનાર **ઈશ્વર** જાણેછે. [૨]એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએતો કેથે પણ **પરમેશ્વર** વિના કોઇ જગ્યા ખાલી માલમ પડતી નથી[૩].

---

**પાઠ ૧૧૭ મો.**

શ્વાસ (ના) દમ, સાસ.
નાડી (ના) નાડ, ધ્વની
મુડદું=લોથ,લાસ, સબ.
અણુસમજુ (વિ) વગર સમજના, નાદાન.
ખાતરી (ના)નીશા,ખાતરજમા.

**પાઠ ૧૧૮ મો.**

ભાવ (ના) હોંસ, ઉમંગ
કુડી (ના) નઠારી, માઠી.
ઠાઠ (ના) ભપકો, ઠોર.
ઠાલો=ખાલી, અમથો.
ભેદ (ના) કારણ, પડદો.
આળ=તોહોમત, બટો.
છળ (ના) દગો કપટ.
છુપાવવું=છાનું રાખવું.
શીખ (ના) શિખામણ.

પળી (ના) ધોળા બાલ, પળીઆં, સફેદી.
રૂડી(વિ)સારી, મઝાની.
ઠગાઇ (ના) ઠગબાજી, છળભેદ.
ખડેલું (કૃ) આખડેલું.
ડાઘ=કલંક,દુષણ, એબ.
ગળી(ના)નામોશી, (એ-ક જાતનો કાળો રંગ.

## (કવિતાની સમજુતી). (૧૭).

હું તમને સુખે સારી શીખામણ શીખવું તે ધ્યાનમાં લો, પણ નઠારા લોકોની નઠારી શીખામણ માનો નહીં; ઉમંગથી ભણો ને છુપી. વાતના ભેદ મનમાં સમજો, ને હે **બાળકો** એ વાતની અરે તમે મનમાં રાખો. (૧), નઠારી ચાલ ન ચાલો ને સારી ચાલ ચાલો, ને ઠગબાજીનો ખાલી ઢોંગ તમે મૂકી દો; કોઈનું ઘરેણું રસ્તામાં પડેલું કે કુથે આખડેલું હોય, તે તમને જડે તો તુરત જઇને કોહો કે હમને જડલું છે. ]૨]. જે માણસ કપટથી કે હીકમતથી કોઇને છેતરી ને વાત છાની રાખે, તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીલી આવે; પછી જ્યાંસુધી સફેદ પળીઆં આવે [મરે ત્યાંસુધી] તે ગળીનો ડાઘ કે મકર્યો છૂટતો નથી, એટલે [કાળી ટીલી આવી હોય તે મટતી નથી. (૩).

**પાઠ ૧૧૯ મો.**

વસ્તુ (ના)ચીજ.
પ્રાણી (ના) જેને જીવ-છેને જે અહીંથી તહીં ફરી શકેછે તે.
મૂલક (ના) દેશ.
સંધાં(વિ)સઘળાં, બધાં.

**પાઠ ૧૨૦ મો.**

મોગરો(ના)એક જાતનું સફેદ ખુશબોદારફુલ
ગળપણ(ના)મીઠાસ.
ચંબેલી(ના) એક જાતનું સફેદ ફૂલ.
સુગંધી(વિ)વાસ, સોડમ
સાધારણ (વિ) વચલા વાંધાની, મધ્યમ.
સોરમ=સુગંધ, ખુસ્બો.
પુરૂષ(ના)મરદ, ભાયડો.
ભલમનસાઇ(ના)દાનાઇ સાલસાઇ, ભલાઇ,
પોચાંઇ(ના)નરમાશપણું

**પાઠ ૧૨૧ મો.**

રસળવું (ક્રિ) ભટકવું.
વાણોતર(ના)ગુમાસ્તો; મેહેતો.
ઉઘરાણી (ના) આપેલા પૈસાની માગણી.
પીતાંબર(ના)ઉચું રેશમી બોટીઇં.
જાન(ના) ગામડે જવાનો લગનનોવરઘોડો.
નુકશાન (ના) બિગાડ.
દળણાં(ના) લોટદળવાનું મજુરીનું કામ.
વેલા(ના)આપદા,વપીત.
કાપડીઓના) દોસીવા-

ણીઓ, કાપડવાળો.
જીુજ(વિ)હલકો,થોડો.
પગાર=મુસારો, મહીનો.
માલ (ના) સોદો.
વાયદો (ના) ઠરાવ, ઠેર-
વેલો દહાડો.

**પાઠ ૧૨૨ મો.**

અબરખ(ના)એક જાત-
નો સફેદ પારદર્શક
પડવાળો પથ્થર.
મદારી(ના)ખેલ કરનારા
બાજીગર, નટ લોકો.
નીસર્યા (ક્રિ) નીકળ્યા.
સોંઘાં (વિ) સસ્તાં.
હર (વિ) દર, એકેક.
મગન (વિ) ખુશ.
લેખવ્યું (ક્રિ) ગણ્યું,
ગણકાર્યું.
મજા (ના) રમૂજ,ગમત

**પાઠ ૧૨૩ મો.**

ગૃહસ્થ (ના)મ્હોટા કુળ
નું આબરૂદારમાણસ
સમાલવા (કૃ) તપાસવા
ભીડાભીડ (ના) કચડાક-
ચડી.
ચપાઇને (કૃ) દબાઇને.
વાસેલું (કૃ) દીધેલું.
પાડોશી (ના) પાસેના
ઘરમાં રેહેનારો.

ઉદાસ (વિ) દલગીર.
વીલે(વિ)ઝાંખે,ઝંખવાણે
રજા(ના)છુટી, બરતરફી
દપકો (ના) દોષ.
ફેરો (ના) ચક્કર,આંટો.

**પાઠ ૧૨૪ મો.**

સ્વર (ના) અથી અઃસુ-
ધીમાંનો ગમે તે એ-
ક અક્ષર.
બારાખડી (ના) પદ.
તોતડા (વિ) બોબડા.
વ્યંજન (ના) કથીળ સુ
ધીમાંનો ગમેતે એક
અક્ષર.
જોડાક્ષર (ના) જોડેલા
દસ્તકતો. [તોછડું.
અતડું (વિ) ખરાબ,
શબ્દ (ના) બોલ.

**પાઠ ૧૨૫ મો.**

ભાન(ના)વકુફ, સમજ
ટેરવું(ના) ટેભું, અણી.
અવાળુ (ના) અગાડી-
ના ઉપલાં દાંત ઉપર
ની સુંવાળી જગો.
સ્પષ્ટ(ના) ખુલ્લું, સાફ.
વાક્ય (ના) બે અથવા
તેથી વધારે શબ્દએ-
કઠા થયાથી જે ઇ-
બારત બંધાયછે તે.

અડાડીને (કૃ)અડકાડીને.
ઉઘાડવું(કૃ)ખુલ્લું કરવું.

**પાઠ ૧૨૬ મો.**

કાળજી(ના) ધ્યાન, ની-
ઘેબાની, ચેટક.
કબૂલત(ના)કરાર, વચન.
મુચરકો(ના) કબુલાતનો
લેખ, દસ્તાવેજ.
ભેળી (કૃ) મેળવી.
વિરામચિન્હ(ના) વિસા-
મો લેવાની નિશાની
અટકવું (ક્રિ) થોભવું.
ટપકું=ઝીણુંમીડું બિંદુ.
ગુનેગાર (ના)અપરાધી.
દરજી (ના)મેરાઇ, સુઈ.
ચોખ્ખું(વિ)સાફ,ખુલ્લું.

**પાઠ ૧૨૭ મો.**

જવાબ (ના) ઉત્તર.
સંભાળ=તપાસ, નીઘા.
ઢબ (ના) રીત, છટા.
પ્રત્યેક=દરએક,હરેક.
શુદ્ધ(વિ) ખરૌ, સાફ.
ઉતાવળ (ના) તાકીદ.
મહાવરો (ના) આખેપ.
નિયમ(ના)ધારો,કાયદો.
ઘાંટો(ના) સાદ, સોર.

**પાઠ ૧૨૮ મો.**

બાળબોધ(ના)બ્રાહ્મણી.
લિપિ(ના)ભાષા, બોલી.

અનુસ્વાર=મીડું,બિંદુ.
ગૂજરાતી=ગૂજરાતની.
સળંગ=આખી, બધી.
ધર્મપુસ્તક=ધર્મની વાતની ચોપડી.
મૂળાક્ષર (ના) પેહેલા શરૂઆતમાં શીખવાના દસ્કતો.
ધોરણ (ના)રીત, રસ્તો
બ્રાહ્મણી(ના) બાળબોધ
બોલી (ના) ભાષા,લિપિ
ઓળખવાને (કૃ) પીછાનવાને, જાણવાને.

**પાઠ ૧૩૦ મો.**

ઇનામ(ના)શીરપાવ, ખુશી બદલ કંઇ બક્ષીસ આપવું તે.
વિશ્વાસ (ના) ભરોસો.

**પાઠ ૧૩૧ મો.**

મુશ્કેલ(વિ) અઘરૂં, મુશીબત.
ઉમેરવી (ક્રિ) વધારવી.
જોખવું (ક્રિ) તોલવું.

**પાઠ ૧૩૨ મો.**

ચતુર(વિ) શાણો, ડાહ્યો.
ઝવેરી(ના)હીરા માણેક વગેરેનો વેપારી.
ઝવેરખાનું(ના)હીરા માણેક મોતી વગેરેનો ભંડાર ભરેલો તે.

**પાઠ ૧૩૩ મો.**

ધનવાન(વિ) પૈસાદાર.
ફેલ (ના) ઢોંગ, ધતુગ.
ફોસલાવી (ક્રિ) પટાવી, સમજાવી.[માગનારો
ફકીર (ના) સાંઇ, ભીખ
ધમકાવીને (ક્રિ) ધુરકી આપીને, ધમકીદઇને.

**પાઠ ૧૩૪ મો.**

ભાળ્યો(ક્રિ)દીઠો, જોયો.
કાગ (ના) કાગડો.
પાંખાળો (વિ)પાંખવાળો.
રૂપાળો(વિ)સારો;મધુર.
ભોળું (વિ) નીખાલસ, કપટ નહીં તે.
ખળ(વિ)લુચ્ચું, કપટી.
લક્ષણ=ગુણ,આચરણ.
દીસેછે (ક્રિ) દેખાયછે.

## ( કવિતાની સમજુતી ). (૧૮).

ઝાડપર માળો બાંધવા બેઠો એવા એક કાગડાને જોયો, તે બે પાંખવાળો બોલતો હતો પણ તેનો રાગ સારો હતો નહીં.

**પાઠ ૧૩૫ મો.**

આંકડા=અંક, નંબર.
તરેહ (ના) રીત,પ્રકાર.
પુસ્તક(ના)ચોપડી, ગ્રંથ.
મેળવી (ક્રિ) સરખાવી મુકાબલો કરી.



# અમદાવાદ જીલ્લાની ભૂગોળ.

## વ્યાખ્યાઓ.

**જીલ્લો**—જેની અંદર ઘણા તાલુકા આવેલા હોય તે. જીલ્લાનો ઉપરી કલેકટ હોય છે.

**બંદર**—નદી કે દરીઆ કાંઠે મોટું શહેર આવેલું હોય ને ત્યાંથી, માલ ચઢ ઉતર થતો હોય (એટલે એક દેશથી બીજે દેશ માલ જાય તે.)

**ડુંગર**—જમીનનો થોડો ભાગ ઉંચો હોય તે.

**પર્વત**—જમીનનો વધારે ભાગ ઉંચો હોય તે.

**અખાત**—જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રની ફાંટાને અખાતકહે છે.

**સમુદ્ર કે દરિઓ**—મહાસાગરથી નાનો હોય તે. તેનું પાણી ખારૂં હોય છે.

**નદી**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ સમુદ્રને મળે છે તે.

**મૂળ**—જે જગાએથી નદી નીકળે છે તે તેનું મૂળ.

**મુખ**—જે જગાએ નદી સમુદ્રને મળે છે તે.

**સંગામ**—એક નદી બીજી નદીને મળે છે તે.

**શહેર**—જેની અંદર સારા ઉંચા ને છાબંધ અને મેડાવાળાં ઘર હોય ને સારાં સારાં ચૌટાં હોય તે. (શહેરની વસ્તી ઘણી હોય છે.)

**ગામ**—જેમાં ઝુંપડાં જેવાં ઘર હોય તે. ને વસ્તી થોડી હોય તે. ગામનો ઉપરી મુખી હોય છે.

**તાલુકો**—જેની અંદર ઘણાં ગામ આવ્યાં હોય તે.

**તલાવ**—જેની ચારે બાજૂએ જમીન ને વચ્ચે પાણી હોય છે તે.
[તે સરોવર જેવું હોય છે.]

**રેલવે સ્ટેશન**—આગગાડી જે ઠેકાણે ઉભી રહેતી હોય ને ત્યાંથી માણસ ગાડીમાં બેસે અથવા ઉતરે તે. અને ત્યાંથી માલ પણ ચઢે છે ને ઉતરે છે.

**ખાડી**—સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તે.

---

## દિશાઓ.

**સવાલ**—દીશાઓ કેટલી છે અને તે કઇ કઇ ?

**જવાબ**—ચાર છે, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ.

---

## દિશાઓની વિગત.

જે દિશામાં સૂરજ ઊગે છે તેને પૂર્વ દિશા કે ઊગમણી દિશા કહે છે. જે દિશામાં સૂરજ આથમે છે, તેને પશ્ચિમ દિશા કે આથમણી દિશા કહે છે, પૂર્વ દિશાભણી મોં કરીને ઉભા રહીએ તો ડાભા હાથ તરફની ઉત્તર દિશા ને જમણા હાથ તરફની દક્ષિણ દિશા છે.

---

## નકશાની દિશાઓ.

નકશાની તરફ મોં કરીને ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર દિશા, પગ તરફની દક્ષિણ દિશા, જમણા હાથ તરફની પૂર્વ દિશા ને ડાભા હાથ તરફની પશ્ચિમ દિશા છે.

---

## ખૂણાઓ.

**સવાલ**—ખૂણાઓ કેટલા છે અને તે કયા કયા ?

**ઉત્તર**—ચાર છે. અગ્નિ, નૈરૂત્ય, વાવ્ય, ઈશાન.

ઊત્તર.




## ખૂંણાઓ વિષે વિગત.

પૂર્વને દક્ષિણ દિશા વચ્ચેનો અગ્નિ ખૂણો. દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો નૈરૂત્ય ખૂણો. પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો વાવ્ય ખુણો! ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ઈશાન ખૂણો છે.

---

## અમદાવાદ જીલ્લો તથા તેની વિશેષ હકીકત.

આ જીલ્લો ગૂજરાતના બીજા જીલ્લાની ઉત્તરે છે. એની ઉત્તરે

ગાયકવાડનો મૂલક તથા મહીકાંઠા. પૂર્વે તથા અગ્નિકોણમાં ખેડા જીલ્લો ખંભાતનું સંસ્થાન અને ખંભાતી અખાત છે, પશ્ચિમે કાઠીયાવાડ દક્ષિણે પણ કાઠીઆવાડ.

અમદાવાદ જીલ્લામાં મોટામાં મોટી સાબરમતી નદી છે. તે ઇશાન કોણમાં આરાવલીના ડુંગરના છેડા પાસેથી નીકળી નૈરૂત્યકોણ તરફ વહી ખંભાતી અખાતને મળે છે. અમદાવાદ શહેરમાં પુષ્કળ રેશમ, સૂતર અને કસબનાં કારખાંનાં છે-તથા વરાળયંત્રથી ચાલતા સંચા છે તેથી ગરીબ માણસો મજુરી કરવા જાય છે તેથી તેમને પૈસા મળે છે.

**મુખ્ય નિકાશ**—બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગર, તમાકું, શેરડી, આદુ, ગળી, તલ, દીવેલી વગેરે છે. તેમાંથી મુંબાઇ ખાતે રૂ અને અનાજ પુષ્કળ મોકલવામાં આવે છે.

## અમદાવાદ જીલ્લામાં નીચે લખેલા સાત (૭) તાલુકા છે.

(૧) પ્રાંતીજ.
(૨) વીરમગામ.
(૩) ધોળકા.
(૪) દશક્રોઈ.
(૫) ધંધુકા.
(૬) ઘોઘા.
(૭) સાણંદ.

પાટડી અને મોઢાસા એ બે પેટા તાલુકા કર્યા છે.

---

## (૧) પ્રાતીજ તાલુકો.

એની ઉત્તરે મહીકાંઠા અને ગાયકવાડનો મૂલક, દક્ષિણે મહીકાંઠા. પૂર્વે મહીકાંઠા અને પશ્ચિમે સાબરમતીનદી છે. મામલતદારની કચેરી પ્રાંતીજમાં છે અને મહાલકારીની કચેરીમાં મોઢાસામાં છે.

**મુખ્ય નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, અને ખારી. પહેલી સાબરમતી ને બીજી હાથમતી એ પ્રાંતીજ તાલુકાની પશ્ચિમે વહે છે. તેઓ વાવ્ય કોણમાં છે ત્રીજી વાત્રક એ બાયડને ગાબટ પાસે થઇને વહેછે. ચોથી માજુમ એ મોઢાસાની પાસે વહેછે. પાંચમી મેશ્વો એ હરસોલપાસે વહે છે. છઠ્ઠી ખારી એ દેશાસણ અને લાલપુરની પાસે થઇને વહેછે.

**મુખ્ય ગામ**—પ્રાંતીજ. ઓરણ. ગાબટ. ધનસુરા. ચોઇલા દહેમાઈ. બાયડ. મોઢાસા. અને હરસોલ.

**વિશેષ હકીકત**—પ્રાંતીજ તાલુકામાં બોખ નામે ખાડો છે એ ખાડામાં કમળના ફુલ થાય છે.

**મુખ્ય નીકાસ**—બાજરી. ચણા. મઠ. તલ. જવ. મકાઈ. રતાળુ અને વરીઆંળી.

---

## (૨) વીરમગામ તાલુકો.

એની ઉત્તરે ગાયકવાડનો મુલક, દક્ષિણે થોડોક ધોલકાનો ભાગ તથા નળ નામે તલાવ. પૂર્વે સાણંદ તાલુકો. પશ્ચિમે કાઠીઆવાડ.

**મુખ્ય ગામ**—વીરમગામ, દેત્રોજ, ઓગણ, ગોરૈયા, રામપુરા, સીતાપુર, પાટડી, માંડલ અને ખારાઘોડા.

**મુખ્ય તલાવ**—એમાં એકે નદી નથી પણ બે તલાવ છે. ગંગાસર, અને મુનસર એ બે તલાવ. પાટણના મહારાજા સીધરાજ જયસીંગની મા મીનળદેવીએ બંધાવ્યાં છે.

**મોટા કસબા**—પાટડી અને માંડલ. એ બે કસબા ઠાકોરના તાબામાં છે તેને દેસાઈ કહે છે.

**રેલવે સ્ટેશન**—વીરમગામ અને પાટડી.

**જાત્રાનાં ઠેકાણું**—બહુચરાજી અને ભોંયણી. ભોંયણી એ શ્રાવક લોકોનું છે. બહુચરાજી એ ગાયકવાડી હદનું છે.

**વિશેષ હકીકત**—વીરમગામની અંદર દરજી ઘણા ઘહોંશીઆર છે તેઓ સજની, રૂના ડગલા, પંખા ઘણા સરસ બનાવે છે ખારાઘોડા એમાં મીઠું પાકે છે એને વરાગડું મીઠું કહે છે.

**મુખ્ય નિકાસ**—બાજરી, ઘઉં અને જુવાર.

---

## (૩) ધોળકા તાલુકો.

એની ઉત્તરે સાણંદ તાલુકો, દક્ષિણે ધંધુકા તાલુકો. પૂર્વે સાબરમતી નદી, એ નદીની પેલીમેર ખેડા જીલ્લો ને ખંભાતનું સંસ્થાન, પશ્ચિમે નળ તલાવ.

**મુખ્ય ગામ**—ધોળકા, બાવળા, ચલોડા, ગાંગડ, બદરખા, સરોડા. વૌઠા અને કોઠ.

**મુખ્ય તળાવ**—નળ અને મલાવ, નળ એ તલાવનું પાણી ખારૂં છે તેથી પીવાના કામમાં આવતુ નથી પણ તેમાં રાડાં (સાંઠા) પુષ્કળ થાય છે, તે લોકોના ઘરનાં છાપરાં બનાવવાનાં કામમાં આવે છે. અને તેનાં મુળીઆં થાય છે તેને બીર કહે છે.

**જાત્રાનાં ઠેકાણું**—વૌઠા; એ સાબરમતી અને વાત્રક નદીનાં સંગમ ઉપર છે તેમાં હર વરસ કાર્તક શુદ પુનમે મેળો ભરાય છે તેથી ઘણા દૂરના લોકો ભેગા થાય છે.

**વિશેષ હકીકત**—ધોળકામાં ચોમાસાની આખરે ઘણા લોકોને તાવ આવે છે કેમકે તે વખતે તેની હવા સારી રહેતી નથી. એમાં કોઠ એ દરબારી ગામ છે.

**મુખ્ય નિકાશ**—ઘઊં, ચણા, જુવાર, આદુ, કેળાં. દાડેમ અને શેરડી છે.

---

## (૪) દસક્રોઇ તાલુકો.

ઉત્તરે તથા ઇશાન કોણમાં પ્રાંતીજ તાલુકો, દક્ષિણે ખેડાં જીલ્લો, પશ્ચિમે સાણંદ તાલુકો, પૂર્વે મેશ્વો નદી.

**મુખ્ય નદીઓ**—સાબરમતી, મેશ્વો અને ખારી.

પહેલી સાબરમતી એ ઊત્તરમાંથી દક્ષિણમાં વહે છે. બીજી મેશ્વો એ તાલુકાની પૂર્વ દિશાએ છે. ત્રીજી ખારી, એ સાબરમતી અને મેશ્વો એ બેની વચ્ચે વહે છે.

**મુખ્ય ગામ**—અમદાવાદ, ઉંવારસદ, વટવા, કુહા. નરોડા, બારેજા, જેતલપુર. ઓગણજ અને અડાલજ, અમદાવાદ એ સાબરમતી નદીને કાંડે છે, તેને ૧૪૧૧ માં મહમદ સુલતાને વસાવ્યું.

**અમદાવાદ શેહેરની અંદર જોવા લાયક**—જુમામસીદ, ત્રણ દરવાજા, ભદ્ર, ગોસાંઇજી મહારાજનું મંદીર, સ્વામીનારાયણનું મંદીર, પ્રાર્થનાસમાજનું મંદીર વગેરે.

**શેહેરની બહાર જોવા લાયક**—કાકરીયું તલાવ. દાદાહરીની વાવ, માતરભવાનીની વાવ, અડાલજની વાવ, મલેકસાબાનું તલાવ, વટવાનો રોજો, પીરાણાનો રોજો, શાહીબાગ મહેલ, હઠીસંગની વાડી તથા બંગલાઓ,

**વિશેષ હકીકત**—શહેરની અંદરની અંદર જડજ સાહેબની કચેરી, મામલતદારની કચેરી. કલેકટરની કચેરી, સ્માલકાજ કોરટ એ વગેરે કચેરીઓ જોવા લાયક છે. શહેરની અંદર કંદોઈ ઓળમાં મહમંદ બેગડાની કબર છે, બીજું શહેરના તમામ લોકોને પાણી પુરૂ પાડવાને માટે દુધેશ્વર આગળ વરાળે યંત્રથી ચાલતો સંચો છે

તે સંચા વડે પાણી કાઢે છે ને ત્યાંથી નળમાં આવે છે. તેવા નળ શહેરમાં તમામ ઠેકાણે દાટેલા છે તે નળની સાથે નાની નળીઓ મૂકીને લોકોએ પોતાના ઘરમાં પાણી લીધું છે તેથી લોકોને મીઠા પાણીનું ઘણું સુખ થયું છે, શહેરમાં મ્યુનીસીપાલેટી ખાતુ છે તેથી પોળમાં તથા સરીઆમ રસ્તા ઉપર દિવા થાય છે, સાફ રખાવેછે, મોટી સડકો ઉપર પાણી છંટાય છે એ વગેરે ઘણું સુખ આપે છે.

બીજું વરાળ યંત્રથી ચાલતા સંચા છે તેથી ઘણા માણસોને રોજી મળે છે બારેજા ને જેતલપુરની ડાંગર વખણાય છે અને હીરાપુરનો ગોળ વખણાય છે.

**મુખ્ય રેલવે સ્ટેશન**—અમદાવાદ અને સાબરમતી.

**મુખ્ય દેવસ્થાન**—અંબાજી એ ધનાસુતારની પોળમાં છે ને ભદ્રકાળી તે ત્રણ દરવાજાની પેલીમેર છે.

**મુખ્ય નીકાશ**—બાજરી, જુવાર, શેરડી, ડાંગર, તમાકુ અને કહોળછે.

---

## (૫) ધંધુકા તાલુકો.

ઉત્તરે ધોળકા તાલુકો, દક્ષિણે ધોઘા તાલુકો, પશ્ચિમે કાઠીઆવાડ, પૂર્વે ખંભાતનો અખાત.

**મુખ્ય નદીઓ**--ભાદર, ગોમા, નીલકા અને ઉતાવળી.

પહેલી ભાદર અને બીજી ગોમા એ બે નદીઓ કાઠીઆવાડમાં ઉત્પન્ન થઈ રાણપુર આગળ મળે છે.

અહીંઆં એકઠી થએલી નદીઓ નાગનેશ તથા ધંધુકા આગળ થઈ ઓંકારને મળે છે અને ત્યાંથી ભોગાવોમાં મળે છે. ત્રીજી નીળકા, ચોથી ઉતાવળી એ બરવાળા પાસે વહેછે.

**મુખ્ય ગામ**—ધંધુકા, બરવાળા, રાણપુર, ખસ અને ગાંફ.

**મુખ્ય બંદર**—ધોલેરા એમાં મીઠા પાણીની તંગાસ છે. પહેલાં ત્યાં પરદેશ ખાતે રૂ અને માલ વહાણ વાટે પુષ્કળ મોકલવામાં આવતો પણ હાલમાં આગગાડી થવાથી તે બંદરે ઘણો માલ જતો નથી.

**મુખ્ય જાત્રાનું ઠેકાણું**—ભીમનાથ એ નીલકા નદી ઉપર છે ત્યાં હર વરસે શ્રાવણ વદ અમોસને દીવસે મેળો ભરાયછે તેજ દીવસે અમદાવાદમાં છેલ્લો મેળો નીલકંઠ માહાદેવ (માતર-ભવાનીની વાવ) નો મેળો ભરાય છે.

**વિશેષ હકીકત**—ગાંફ એમાં મીઠું પાકે છે તેને ગસીયું કહે છે.

**મુખ્ય નીકાશ**—રૂ, જુવાર અને ઘઉં.

---

## (૬) ઘોઘા તાલુકો.

એની ઉત્તરે ધંધુકા તાલુકો, દક્ષિણે કાઠીવાડ, પૂર્વે ખંભાતનો-અખાત, પશ્ચિમે કાઠીયાવાડ.

**મુખ્ય ગામ**—ઘોઘા. વાલુકડ અને કમલેજ.

**મુખ્ય નદીઓ**—ભાવનગરની ખાડી એજ નદી છે.

**મુખ્ય બંદર**—ઘોઘા.

**વિશેષ હકીકત**—ઘોઘા, ત્યાંની હવા ઘણી ઠંડી છે ને ત્યાં આગળ મીઠા પાણીની તંગાસ છે.

**મુખ્ય નિકાશ**—બાજરી રૂ. અને તલ છે.

---

## (૭) સાણંદ તાલુકો.

પૂર્વે દસક્રોઇ તાલુકો, પશ્ચિમે વીરમગામ તાલુકો, દક્ષિણે ધોળકા તાલુકો, ઉત્તરે ગાયકવાડનો મૂલક.

**મુખ્ય નદીઓ**—સાબરમતી અને રોહર.

પહેલી સાબમતી એ આ તાલુકાની પુર્વ સીમાએ વહે છે. બીજી રોહર એ એખલા પાસેથી નીકળીને આ તાલુકાની વચમાં થઇને જાય છે.

**મુખ્ય ગામ**—સાણંદ, સરખેજ, ગોધાવી, ચોરવડોરા, કાસીંદ્રા, વીસલપુર અને મોડાસર.

**મુખ્ય રેલવે સ્ટેશન**—સાણંદ, આંબલીરોડ અને છારોડી.

**વિશેષ હકીકત**—સરખેજમાં રોજો અને તલાવ જોવા લાયક છે. અને કાસીંદ્રાનો ગોળ વખણાય છે.

**મુખ્ય નિકાશ**—બાજરી, ડાંગર, રૂઊ, શેરડી અને જુવાર છે.

---

## વિશેષ હકીકત.

સ૦—અમદાવાદ જીલ્લામાં ડુંગર ક્યાં ક્યાં છે ?

ઉ૦—ધોધા તાલૂકામાં અને મોડાસા માહાલમાં.

સ૦—અમદાવાદ જીલ્લામાં રેલવે સ્ટેશન કયા કયા તાલુકામાં છે ?

ઉ૦—દસક્રોઈ, વીરમગામ સાણંદ, ધંધુકા અને ધોઘા તાલુકામાં.

સ૦—અમદાવાદ જીલ્લાની નદીઓ ?

ઉ૦—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, ભાદર, ગોમા, નીલકા, ઉતાંવળી અને ભાવનગરની ખાંડી.

સ૦—ઉત્તરમાંથી દક્ષિણમાં આવનારી નદીઓ.

ઉ૦—સાબરમતી, વાત્રક, રોહર, માજુમ, ખારી.

સ૦—પશ્ચિમમાંથી પૂર્વમાં જનારી નદીઓ ?

ઉ૦—ભાદર, ગોમા, નીલકા અને ઉતાવલી.

સ૦—અમદાવાદ જીલ્લામાં અખાત કયો છે ?

ઉ૦—ખંભાતનો.

સ૦—અમદાવાદ જીલ્લામાં બંદરો કયાં કયાં છે.

ઉ૦—ધોલેરા અને ઘોઘા.

સ૦—અમદાવાદ જીલ્લામાં ઘઉં કયાંના વખણાય છે?

ઉ૦—ધોળકા અને ધંધુકા સુધીનો ભાલ કહેવાય છે ત્યાંના ઘઉં વખણાય છે.

સ૦—દસકરોઇ તાલુકામાં ડાંગર કયાંની વખણાય છે?

ઉ૦—બારેજા અને જેતલપુરની.

સ૦—દસકરોઇ તાલુકામાં ગોળ કયાંનો વખણાય છે ?

ઉ૦—હીરાપુરનો..

સ૦—સાણંદ તાલુકામાં ગોળ કયાંનો વખણાય છે.

ઉ૦—કાંસીંદ્રાનો.



# ત્રીજીનું ડીકટેસન.

| | | | | |
|---|---|---|---|---|
| મૂર્ખો | કૃપાળુ | સિંધુ | ઠૂવાવું | મિનિટ |
| રમતીઆળ | બનાવ્યું | લીંબોળીઓ | ફૂંડાળુ | અંગ્રેજી |
| ઝંખવાણો | કર્યા | ઠુંઠું | ચૂડા | ગ્રહ |
| મચ્યાં | પૂંજી | પૂળાં | દુશ્મન | અજ્ઞાની |
| સદાચરણ | ઇંદ્રિયો | ધાન્ય | સૂંઢ | સેંકડો |
| ટૂંકા | માલૂમ | શીંગ | પહોંચાય | કૃપા |
| સ્વભાવ | ચોખ્ખું. | કિલ્લા | શરીર પ્રમાણે | સર્વવ્યાપક |
| રાજકુંવર | રળીઆમણું | પદાર્થ | ભઠ્ઠી | ઈશ્વર |
| શિક્ષા | ચોખ્ખાઇ | જંપવું | લોંદો | વિશ્વપતિ |
| અણસમજુ | મધપૂડો | શૂળ | સૂતાર | જગકર્ત્તા |
| યાદ રાખવું | સજ્જન | પુઠીઆં | વચ્ચે | પરમેશ્વર |
| પહેરવેશ | નફ્ફર | ફૂમતુ | છેલ્લાં | શ્વાસ |
| ઘૂમટો | નિર્દય | શંખસલ્લી | લોઢું | મુદ્દત |
| દાક્ષણી | ખોંખારેછે. | ધૂણાવવું | નિરાશ | કૂડી |
| સંગ્રહ | વટેમાર્ગુ | માલિક | નિકાળ | છુપાવવું |
| રૈયત | ચિચોડા | ભોંયરૂં | રહ્યા | શબ્દ |
| પ્રધાન | વિશ્વ | બિરાજવું | જીંડવાં | જગ્યા |
| વીંછી | વિખ્યાત | ચૂનાળાં | રેંટીઓ | મહોલ્લો |
| વિખ | છપ્પો | સૂડા. | સૂતરાઉ | ગર્જના |
| ચૂસવું | આશિષ | હીંચકો | જગંન્નાથી | પુરૂષ |
| વિલાયત | સૂમ | ભૂપતિ | બિંબ | સ્વાદ |
| અર્થ | પુણ્ય | ચિત્ર | સૂરજ | લુચ્ચાઈ |
| મનુષ્ય | કૃપણ | તરબૂચ | આથવ્યાપછી | સ્ત્રીપુરૂષ |
| પ્રીત | ઉઠ્યા | કલ્લોલ | ચંદ્રમાં | વ્યાકરણ |
| સૂણતાં | ચપ્પુ | ટૌકા | અળાયો | સમજ્યા |
| બચ્ચાં | ગમ્યો | પૂર | દર્પણ | રસ્તો |
| દોંગાઈ | રૂપિઆ | ભૂખ્યાં | પૂનેમ | ગૃહસ્થ |
| અંતકાળ | ક્રોડ | હિમ | પૃથ્વી | સ્વર |

| | | |
|---|---|---|
| વ્યંજન | ગતિ | હસ્યો |
| જોડાક્ષર | પ્રવાહી | માણુસપુર |
| ઉચ્ચાર | મૂર્ખાઇ | સૂતળી |
| સ્પષ્ટ | અભિમાન | શિયાળવાં |
| વાક્ય | નિશાની | ભૂગળાં |
| અશુદ્ધ | ન્યાલ | પડપૂછ |
| દુષ્પાક | નાંખ્યો | પહોંચતાં |
| મુચરકો | શેતૂર | ધૂતારા |
| કબૂલત | પતંગીઉ | ભીંડી |
| પ્રત્યેક | મૂગટા | ફૂલ |
| હણુહણતું | મચ્છર | સૂતર |
| કૂતરૂં | તુચ્છ | ઊંટ |
| ફૂરકુરીઆં | ફુલાતો | પોષણ |
| લાગલાગટ | રળિયામણું | હાલ્યાંજ |
| ખસ્ખસ | ચકવવુ | વનસ્પતિ |
| કબુતર | ડૂબીજવું | સૂરણ |
| બિલાડું | મંદિર | સ્વાદ |
| લૂખું | કોષ્ટક | છોડાસુદ્ધાં |
| દરિયો | લલ્લું | રીંગણાં |
| અગરિયો | નિંદે | રાંધ્યાવગર |
| ક્યારા | કલેશ | બસેં ત્રણસેં |
| પ્રમાણે | ધમ્ગ | રીંછ |
| નિરાંત | ચોંટા | મધપૂડો |
| ઇન્સાફ | મધ્યમ | બિહામણી |
| અઠવાડીઉં | પુષ્કળ | જવલ્લેજ |
| મહિના | પ્રસરે | બંદુક |
| વાપરો | સામર્થ્ય | વિલાયત |
| ધ્રૂજતું | સિંહ | વસ્તુ |
| જુક્તિ | દુઃખ | સિંદુર |
| ઇસારત | વિચાર્યું | લિપી |

| | |
|---|---|
| ગૂજરાતી | અનુસ્વાર |
| ધર્મપુસ્તક. | જોડાઅક્ષર |
| બ્રાહ્મણી | વિશ્વાસ |
| મૂળાક્ષર | માત્રા [મુશ્કેલ |

---

## શેરની ધાત.

શેરના અચ્છેરા ૨
શેરના પાસેરા ૪
શેરનાં નવટાંકાં ૮
શેરનાં અધોળાં ૧૬
શેરનાં રૂપીઆભાર ૪૦
પોણોશેરના૩૦ રૂપીઆભાર
અચ્છેરના ૨૦ રૂપીઆભાર
પાશેરના ૧૦ રૂપીઆભાર
નવટાંકના ૫ રૂપીઆભાર.
અધોળના ૨॥ રૂપીઆભાર.

---

| | | | |
|---|---|---|---|
| ૨ | અચ્છેરે | ૧ | શેર |
| ૪ | પાશેરે | ૧ | શેર |
| ૮ | નવટાંકે | ૧ | શેર |
| ૧૬ | અધોળે | ૧ | શેર |
| ૪૦ | રૂપીઆભાર | ૧ | શેર |
| ૫૦ | રૂપીઆભાર | ૧। | શેર |
| ૬૦ | રૂપીઆભાર | ૧॥ | શેર |
| ૭૦ | રૂપીઆભાર | ૧॥। | શેર |
| ૮૦ | રૂપીઆભાર | ૨ | શેર |
| ૯૦ | રૂપીઆભાર | ૨। | શેર |
| ૧૦૦ | રૂપીઆભાર | ૨॥ | શેર |

| | | |
|---|---|---|
| ૨॥ | રૂપીઆભાર | એક અધોળ. |
| ૫ | રૂપીઆભાર | નવટાંક, |
| ૧૦ | રૂપીઆભાર | પાશેર. |
| ૨૦ | રૂપીઆભાર | અચ્છેર. |
| ૩૦ | રૂપીઆભાર | પોણોશેર. |
| ૪૦ | રૂપીઆભાર | ૧ શેર, |
| ૧૦૦ | રૂપીઆભાર | ૨॥ શેર, |
| ૨૦૦ | રૂપીઆભાર | ૫ શેર. |
| ૩૦૦ | રૂપીઆભાર | ૭॥ શેર. |
| ૪૦૦ | રૂપીઆભાર | ૧૦ શેર |
| ૫૦૦ | રૂપીઆભાર | ૧૨॥ શેર |
| ૬૦૦ | રૂપીઆભાર | ૧૫ શેર |
| ૭૦૦ | રૂપીઆભાર | ૧૭॥ શેર |
| ૮૦૦ | રૂપીઆભાર | ૨૦ શેર |
| ૯૦૦ | રૂપીઆભાર | ૨૨॥ શેર |
| ૧૦૦૦ | રૂપીઆભાર | ૨૫ શેર |

## મણની ધાત.

| | |
|---|---|
| મણના અધમણીઆ | ૨ |
| મણના દશશેરા | ૪ |
| મણની પાંચશેરી | ૮ |
| મણની અઢીશેરી | ૧૬ |
| મણના સવાશેર | ૩૨ |
| મણના શેર | ૪૦ |
| પોણો મણના | ૩૦ |
| અધ મણના | ૨૦ |
| પા મણના | ૧૦ |

| | |
|---|---|
| ૧૦ શેરે | ૦। મણ |
| ૨૦ શેરે | ૦॥ મણ |
| ૩૦ શેરે | ૦॥। મણ |
| ૪૦ શેરે | ૧ મણ. |
| ૫૦ શેરે | ૧। મણ |
| ૬૦ શેરે | ૧॥ મણ |
| ૭૦ શેરે | ૧॥। મણ |
| ૮૦ શેરે | ૨ મણ |
| ૯૦ શેરે | ૨। |
| ૧૦૦ શેરે | ૨॥ મ |
| ૨૦૦ શેરે | ૫ મણ |
| ૩૦૦ શેરે | ૭॥ મણ |
| ૪૦૦ શેરે | ૧૦ મણ |
| ૫૦૦ શેર | ૧૨॥ મણ |
| ૬૦૦ શેરે | ૧૫ મણ |
| ૭૦૦ શેરે | ૧૭॥ મણ |
| ૮૦૦ શેરે | ૨૦ મણ |
| ૯૦૦ શેરે | ૨૨॥ મણ |
| ૧૦૦૦ શેરે | ૨૫ મણ |

